પછે ઓશીયાળી એને કરૂં, એનુ હેતને હારદ હરૂં. ૪૫—દોહરો
એક સમે એ નારીએ, રાખ્યો જારજ બાહાર; મધ્ય રાત સમે તે નિસરી, નક્ષત્ર સરખી નાર જર જોબનમાં ભામની, પંચ હજારાં હેમ; નિકળી નીશંક થું પર પુરૂષ શું પ્રેમ. વાજે રાત્રી મધ્ય ઘન, ખરા વિજળી થાય; કાયર રૂદીયા કમકમે, પલક ઠરે નહી પાય. ભર નિદ્રા ભરતાર છે ઉડી રામા તે રંગ; કમાડ અટકાવી નિસરી, કરવા સોબત સંગ. ડાહયો ઘરમાં ડોસલો જોતો હાડી પુઠ; તેણે તો હેરૂ કર્યું, અતી ઉમંગે ઉઠ. આજ લાગ તે માહરો, સવારે મુકરી જાય; દેખાડું એના કંથને, તો ઓશીયાળી થાય છટકા પટકાં કરે ઘણાં. વઢે સાસુ થું વાદ; આજ કૃજેત પુરી કરૂ ઉતારૂં એનો નાદ રહોતો હેરા હરવા, જે સસરો શ્રીમત તેણે ઉઠાડયો દીકરો ચેતાવ્યો કંઇ ચંત કુંવર તમારી કામની કુડાં કરે છે કામ, ઓ પેલા જો બાગણે, જામની ગઇ. બહુ યામ બીજો પુરૂપ છે બારણે રમે છે રામા સાથ; એકના હાથમાં ખડક છે, એકને ચુડો હાથ, પણ વીજળીના ચમકારડે દીઠું સરવે દ્રષ્ટ, પુત્ર પિતા દુઃખ પામીયા, કાયે વાધ્યું કષ્ટ મારે કુટે માન નહી શહાણે મુકરી જાત; ઓસીયાળા આપણને કરે. કે કપરા સમ ખાય ઓશીયાળી એને કીજીએ અદકી દીજે આંચ; બધ કરી એને રાખીએ, ઘટીકા બેચાર પાંચ સસરે દીધી સાંકળી. પુત્ર પોતાનો પાસ; ચતુરને ચેતાવીયા. કહ્યું શામા શાબાશ, બેરખડી ખડકી સાંભળી પ્રીતે પ્રેમદા પેર, જારને શુભ સંતોખીઓ, વળાવી લીધો ઘેર, આજ સંકટ છે માહરે દોહલો છે માહરે, એ દીશ; સ્વામી સીસ બેઉના લેઉ નારી કહે નવ કીજીએ, ઘરડા સસરાની વાત. એહ જવાબ દેશું અમો, કરી વિજારી વાત, વળાવીઆ તે જારને આવી બારણામાંય, માંહીથી ડોસો બરબડે, તોલે ઘણેરો ન્યાય, બોલ્યાં પરીયાં બાપનાં.

બોળ્યું સસરાનું નામ, માનની તું મધરાતમાં કરે છે કુડાં કામ, બેસારી મુકી બારણે. તેને આપોઆપ ઘરમાં તેડી શું તાહરે આવશે તારો બાપ, લોક મેળવીશું લક્ષધા, મેળવીશું તારી માત. સોનાને ચુડે સોભતી, કર્યો છે મહા ઉતપાત, કુણ વાલો છે તાહરો શું છે તેમાં જોર, શું છે હાંસલ એહનું ચીતના તેડે ચોર; બાળ ભટકાવુ તાહરૂ, બાળ રૂપને રંગ બાળ ચંચળતા તાહરી, બાળ તારો ઢંગ, બાળને તારી બોલઝા, બાલ કુંપળ કામ: બાળ લક્ષણ તુજ બાળકી બાળ તહારૂ નામ હવડાં પીતા તો પુછશે ત્યાં શો ઉત્તર દેશ માતા તારી મારશે ત્યાં શો લાહો લેશ. મણાં દીસે મોહકમપણે, કામનીએ સુણ્યાં કાન; વિનીયાએ વિચાર્યું મોટપ પદવી માન. ફટ ફટરે તુ પાપીણી ઉત્તમ આપણી નાત; વટાળ કર્યો તેં વંશમાં જોયું જાણિત જાત રાજા તુજને ડંડશે; નાત કાઢશે બાર; વાઢીશું નાકને ચોટલો આમની ખોશો બાર, આમને વળી સ્વામીયે, દીઠો પ્રગટ જાર; લક્ષણ તે સરવે લહ્યાં, અપરમપાર અપાર. પોપટ કહે પ્રભાવતી શેઠાણી સામર્થ દીઠું સસરે સ્વામીએ, સરસે કયમ અરથ, એ નારી કયમ ઉગરે; સસરો પ્રણમે પાગ માન રહે કેમ કામની, જડે જો તમને જાગ વિજાર વિદ્યા વિચારતાં માણી જાતાં મન માંહ; શી રીતે એ સુચવે તોલ કરીને તાંહ માનની કહે મુરખ લવે. પંખી પોપટ જાત કયમ જાએ બે છેતરયાં. તે તો વિપરીત વાત પણ છે તે તો નાગરી નવિ ભુલે નર નેટ. ભોળવે કયમ તે ભામની. પોચેલા સહુ ઠેઠ આવી કરી ન્યાળીયું, પ્રગટ દીઠી પ્રીત. એનો ઉપાય એકે નથી, રાજક દર્લવક રીત, સમજાયે નહી સમસા ભોળવાય નહી ભુપ ચતુરાઇ ચાલે નહી એકે અકલ અનુપ. ૮૨ ( ચોપાઇ ) શુક કહે સાંભળ સુંદરી સારી વાત જો મનમાં ધરી આજ નહી જાવા દેઉ રાત રહે તો

કહુ વિજારી વાત. કરજોડી કહે કામ્યની, પાછલી અરધ રહી જામ્યની કહે પોપટ સાંભળરે બાઇ, નાગર નાત ન જાએ વાહી, તેણે જાન્યું રાખી બહાર, ચેત્યો સસરો ને ભરતાર; એનુ ચાલે તે એ કરે, મારૂ હેત મનમાં નહી ધરે, ચેતાવે મારા માબાપ, ઉતારે પાણી મુજ આપ; કરગરતે ગરશી ન અરથ, વીલાપ કરૂ તે તો સહુ વ્યર્થ કાંઇ કરૂ અધીક ઉપાય હાથ જોડી કમળ લાગુ પાય; વીજાર વિધા મન માંહી ધરૂં, કરતુત કરવું ઘટે તે કરૂ કુઇ એક તેને બારણે, નીર કાહવાને કારણે; મણ પાંચેકનો આણ્યો પહાણ. નાખ્યો કુપ વિશે નિરવાણ. હળવે હળવે આણ્યો તીર, ધમક ધીબાકો વાગ્યો નીર, જમણી પાસ છે તે કુપ; ડાબે પાશે ગઇ અનુપ, ધમકારો સાંભળ્યો સહુ, પડી કુવામાં વહાલી વહુ; થયો ધમકારો નીરે નેટ; પડ્યો ધ્રાસકો બેને પેટ હાયરે હાય હાય થયો ઉતપાત; કેવી વીપરીત થઇ. આ વાત; ફુટે પેટ પોતાનો પુત્ર. ભાગ્યુંરે કામુ ઘરસુત્ર ધારડા ત્રુજ ડહાપણ બાળપ. કામની કેરો આણ્યો કાળ; પહેરણ બેનાં નીસરી ગયાં; પેસાબ પાગરણ માંહે થયાં. શોર બકોર તેણે નવ થાય દંડે દેશ તણો તે રાય, માંહોમાંહે લડવા લાગીયા. શોક માત્ર સહુના ભાગીયા ( દોહરા ) બેટો કહે છે બાપને; ફટરે ફટ ચંડાળ; ઘર માર્યું ઘરણી ગઇ; આણ્યું મારો કાળ. પાંચ હજારે પ્રેમદા. પરણ્યો તો શું પ્રીત; મારી નાખી માનની; નરની કીધી રીત. ઉઘાડી બાર બે આવીયાં તરૂણી પડતી ત્યાંય; એટલે છાનીમાની વહુ; તરત ગઇ ઘર માંહ. તે કોણે જાણ્યું નહી; વહુ નો પોતી વાસ કુવા આગળ બેઠ કળકળે; પ્રેમદા જાણી પાસ જાણી પાસ સાંકળ દેઇ બોલી સુંદરી નીરભય થઇ તે નાર; ફુઇ બોલે બારણે; મુજ લાગે બણકાર. સસરાજીએ સાંભળી વહૂ વારની વાણ્ય ઉઘાડો આવો બારણે. પરવશ પડીયા પ્રાણ મંદીરમાં

ક્યાંથી માનની વઢુ કહે સાચી વાત રોણુ પડ્યું આ કુપમાં એ તો મહા ઉતપાત, કરમાં સોનાનો ચુડલો, સાજુ કસબી કોર રોણુ પડ્યું આ કુપમાં થયો હાટકા જોર. મેં તો જાણ્યું કુળવધુ તું તો ઘરમાં હોય દીઠું વીપરીત આંગણે, કળી શકે નહી કોય ડાટ વાળ્યો તેં ડોસળા, લીધી સ્ત્રી હત્યાય એ તો તારી દીકરી, કીધો મહા અન્યાય ખટ મહીનાથી મેં લહ્યું. આવે છે નીત જાર, હું મારી નણુંદી તણો ભાગતી નો'તી ભાર તમો આજ તે નીરખીયું મન ન રાખ્યું માંડ, પણ સરખા મેં પરખીયા, રાંડથી ભુડા રાંડ. નારી કહે સુણો નાવલા અકલ વીચારો એમ, એ દીકરી ડોસા તણી, તેહ તમારી બેન માઠું કીધું મુરખા, અઘટીત કીધુ આપ સ્ત્રી હત્યા બેઠી તુને, પ્રગટયાં પાંચે પાપ લક્ષ્મી પત લુંટાવશે, તજશે તમને નાત સંસરો એનો જાણુશે, વીપરીત થાશે વાત. કુંવારો બાહાણુ કર્યો, ભાગ્યું તેનું ઘરસુત્ર. મુરખના છો મહીપતી, બેઉ પીતાને પુત્ર નણુંદ નક્ષત્ર સરખી, લીધી તેની પુઠ લજ્યા પામી તે ઘડી વાળીને બે મુઠ. મુખ શું દેખાડે માનની, એક તાત એક બ્રાત કળકળતી કુવે પડી, મરશે એની માત. પાયે લાગી. પરણ્યા, સ્વામી સસરો કોડ, ઉગરીયે શી રીતથી, કરગરી કહ્યું કરજોડ. બીશો માં તમે બાપડા, ધારણુ રાખો ધીર બુડશે નહી એ બાળકી. નવાણુમાં નહી નીર. ચડો મેડીએ મલપતા, છાંડો મનનો સોક સોરબકાર કરશો નહી, મળશે આગ્ના લોક તો તો આપણે, કુળમાં થાય કલંક ઓશીઆળા થઈએ ગામમાં, એતો આડે અંક. સરમાશે ઘણું સુંદરી, તમને દેખી તરત બીજે પ્રહાર બીજે દિવસ, મેળે પોતે મરત. કામની કહાડું કુપથી, સમ ખવરાવી સાથ રખે વાત કહી ઉચરો. આવે ન ઉની આંચ. મેડે બેને મોકલ્યા, રહી એકલી આપ, બેન ન આવો બારણે,

મુજ માર્યાનુ પાપ. વરેડે વળગો તમો, તાણી લેઉ તરત કો આગળ કહ્યું વાતડી. વણુ ખુટે પામું મરત. વાત ત્રીજે કાને કરૂં, જો જાણે કોઇ લોક, પુન્ય અમારૂ પરજળો, તીરથ વરત મુજ ફોક. ખમા ખમા ખમા તુને, ભવાની રક્ષાય હળવે હળવે આવજો, પરઠી ઘરજો પાય. વળગો બાઇ મારે ખભે, ગાગરણુ નીચયું પુર; મંદીરમાં પોહોંડો જાઇ, જ્યાં લગી ઉગમે સુર. જય મારે તુજ ડોસલો, જય મારી તુંજ માત, એતે વેરી તાહરાં, શીદ ગમાવો નીર. કાલાવાલા કોટીધાં, માનની કીધા મોડ; નણુંદને નારી કહે, પીલ હરખર ને ખાંડ. નણુંદ જ્યાં સુતાં હતાં, ખખડાવી આવી બહાર; સસરો સ્વામી સાંભળે, નણુંદ ઉગારી નાર. રાતમાં રીત એવી કરી, કોણુ ન પરઠી પેર; હેત અધિક વધારયું ઘણે પ્રકારે ઘેર. મવારે ઉઠયા સરવ કોઇ સુણ્યુ નહી કારણુ કોઇ; બીજુ નથી જાણતુ, જાણે પેલા ત્રણ નણુંદ કાંઇ જાણે નહી, જે સુઇ રહીતી સેજ; પડી ઠગવા કુપમાં, બોજાઇ આણી હેજ. પ્રભાતે પુણ્ય કારણે બેઠા સસરો એકાંત; વહુને તીહાં તેડાવીયાં બાગી મનની બ્રાત સસરો સ્વામી બે જણા પાયે નમાવ્યુ શીશ; લાજ અમારી તુજ કને, વચમાં આણ્યા ઇશ. ઝુમણું એક સોનાતણું સોંપ્યું વહુને હાથ; અમો વેચાણુ છુ તાહરાં શોભા તારી સાથ. હાકેમ લક્ષ્મી લુંટાતો, દડાન આપો; આપ સ્ત્રી હત્યા જે ઉગરી, તે તારા પ્રતાપ. દોહીલા થયા ડોસલા. વીચારી બોલો વાણુ; નણુંદ તમારી દીકરી, વાલી છે મુજ પ્રાણુ. લાજ રહી જે તમતણી, તેતો મારી હોય; કામ કરે એ કામની, કરી શકે નહી કોય. રળે તે આપે નારને પાંચ પંદર વાર; તેં લજ્યા રાખી માહરી, તું હઇડાનો હાર. કોણે કોને નવ કહ્યું, ઘણે પ્રકારે ગુહ્ય; કોણે કલંક જાણ્યું નહી ન પડી કોને સુજ. જન્મ સુધી ઝાંખા કર્યા, રાખી એવી રીત કાલાવાલા

કરી કરગરે પુરણ આણી પ્રીત. ભલે પરણી તુ અમ ઘરે, ભલે જન્મી તુજ માત; શાબાશરે મારી વહુ શાબાશ તારી બુધ; શાબાશ તારૂ શાણપણું, શાબાશ સુરંગી શુધ. શાબાશ તારી બુદ્ધિને શાબાશ સહોદર હેત; લાજ રાખી તેં લોકમાં વેવાઇ પ્રાણ મુજ લેત. લાડકવાઇ બેટી મરત ભાગત તેનું ઘરસુત્ર; જમાત્ર જીવ મારો હરત પ્રત પામત મુજ પુત્ર. કોણે કો આગળ નવ કહ્યું, ભ્રાંત ન ભાગી ભેદ; સ્ત્રી ચરિત્ર તો તેં ખરૂ વિસ્તાર પાંચમો વેદ. આવડે એવું બોલતાં, તો તો જારી જાઓ; નહીતર ઘેર બેશી રહો ઘીને ખીચડી ખાઓ. પરભાવતી કહે પોપટા. એ અધીકી વાત; પ્રાક્રમ કીધું પ્રેમદા, ભલી ભજાવી બાત. સાંભળ સુત રણીદાસના. સુણ મનજીના તન, ઝવેર પ્રતાપે ગ્રંથ થયો, રૂડે રાજ રતન. શ્રીગોડ માળવા વિપ્ર, શુભ, વેગનપુરમાં વાસ; સુત શ્રી વીરેશ્વર તણો. સેવક શામળદાસ. ગાય શીખે ને સાંભળે, મનના પુરે કોડ; શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૧૪૭



# વારતા ૭ મો.

( ચોપાઇ ) શ્રી ગણપતીને નામુ શીશ આરાધુ ઉમીયાપતી ઇશ; પુજો હૈરી સાચી સરસ્વતી, માયા કરી આપો મા. મતી. સાતમે દીવસે જુવતી જાય ચતુર પુરૂષ કો ચીતમાં ચાહ; સજ્યા તેણે સોળ શણગાર અનંગ પ્રગટયો, અપરમપાર. ખરા ઉલટમાંહે ખાંજરે આવી પોપટને પાંજરે; ત્યારે શુક હસી બોલ્યો મન તણો પડદો ખોલીયો. ચતુરાઇ કરો શાં ચેન બાર જાઓ કયાં મારી બેન. જાઉ જાર વીશા કારણ શુદ્ધીથી આવી બારણે; શાબાશ શાબાશ એ રૂડું કર્યું એ વાતે મુજ હઇડુ ઠરયુ. નીચ માણસ કરશે નિંદાય વીજાર તણી કરજો વીલાય; રામસંગ કેરી નારીએ જીતા જસ જોબન જારીયે; પોતે જસ લેઇ થઇ પવીત્ર ચારૂ તેણે કરયું ચરીત્ર નરપતીમાં નાપીકની નાર, તે પણ ઉતરી પેલે પાર. ચીત થકી કીધી ચાતુરી બુદ્ધિથી બાંધી બાહાદુરી માંડી મુખ બેવરાવ્યું તર્ણ અતીસે કર્મ કર્યો આવર્ણ એવાં થાઓ તો જાજો સુખે, જુંડુ થીદ મનાવું મુખે; નારી નેહ ધણેથી નમી એનો વાત અમોને ગમી કહો માંડી એનો વિસ્તાર, ઉતારયા સઘળા શણગાર શણગાર તજી બેઠી તે ઠામ, કામની મરદન કીધો કામ ઢો ઉપર જઇ આસન કરયું. ચીત્ત વાત સાંભળવા ધરયું. ૧૩ ( દોહરા ) કરજોડી રહી કામની, વારૂ શુક કહે વાત આકળીયુઓ આચરે, તો થાયે ઉતપાત. રામસંગ રાઠોડ ઘેર. હતી સુંદર દેહ જળને મછ થકી ઘણો નરનારીને નેહ. એક એક દેખી ઠરે. એકએક દીઠે હરશ; એક એક દીઠે સુખ અતી શામા સત્તર વરસ, થાલ્યો ચતુર નર ચાકરી ગુણવંતી રહી ઘેર પોપટ કહે સુણ પદમણી પછી

થી પરઠી પેર. જાર વીણા જુવતી કરે અનગળ અપરમેપાર, તે ખબર પોતી તીહાં, જ્યાં બામનીનો ભરથાર. શાબાશ તારી સુંદરી; શાબાશ ચતુરા ચંત કામના તારી ભોગવે, કોઊે ઝાઝા કંથ નજરે દીઠું છે અમો જાર રમે જુવતી ઘણું ગુણુનીથી તારે પેર. મારૂં કહ્યું નવ માનશો. અકસ્માત પેર જાવ; નીશ્ચ ચરચા જોઇ નારની, સુખી કે દુઃખી થાઓ. દેખી શકાયું મેં નહી, તો આવ્યો તમપાસ તારૂ ઘર છીદ જાગીએ, શીદ કરી છે હાસ્ય વશીયાદને છંછેડયો, વેદ વકારયો વાદ, મરઠી મુછ તે ઉઠયો. ટેડી મુકી પાઘ પ્રતીજ્ઞા પોતે કરી, વચનાં સીતા રામ સુર્ય ચંદ્ર બે સાખીઆ મારૂં જઇને ઠામ હથીયાર હઠીલે બીડીયા. થયો અધ અધાર, ચાર ઘડી રાતે ચતુર, આવી બેઠા બાર, જુવતીએ જળ આપીયુ, પ્રીતે આપ્યાં પાન, ભલે પધાર્યા ભૂપતી, દીધું જીવતદાન આજ ઉનમ નહી માહરે અમ પેર ખરા ઘણા; પેર પધારયા આ પળે, સફળ હુઓ આ દીસ, આજ નવમેહ પાધરા; આવ્યો સલુણો સ્નેહ; રાજ પધાર્યા રાજવી. દુધે ઉઠયા મેહ આજતો વાયસ બોલીયો; વાયો વાય સવાય, આજ ચદનનાં છાંટણાં, રીધે પધારયા રાય, કુમકુમ છડા દેવરાવીયા, મોતી પુર્યા ચોક; ચંદનની વૃષ્ટી થઇ, ગુણ અજવાળુ ગોખ, તેહાં માન્યાં તોતળાં. દિપક માન્યા દેવ; નિવેદ માન્યાં નવરાત્રીનાં માની શીવની સેવ પુન્યે રાજ પધારીયા, જોતી હુતી વાટ; પ્રિતે પાક અમો કરૂં, ખાંતે પોઊ ખાટ; અમલ આરોગો આજદીન, કહો વીગતની વાત; રંગમેહેલમાં રાયજી, રીજવીએજી રાત હાલાવાલા કોટીધા, કંથ આગળે કાપ; માન્યું નહી તે માટીએ વળી ખાણી નવ પીય સુણ સુણ શામા સુલક્ષણી, ચેતતી હોય તો ચેત; સુખે આવ્યા હોત જો, લાવો તુજથી હેત. ત્યાં વાતો છે તાહરી, જુવતી ખેલે જાર; સમ ખાધા તેણે શબધા નીશ્ચે વાત

નીરધાર આવ્યો તુજને મારવા, છેદવા કારણ શીશ અજર કરૂ એ વાતમાં, તો મુજ દેખે ઇશ. જળ કે અન્ન જમુ નહી, વેદ કરૂ નહી વાત. બીજુ પણ રીઝુ નહી, જોઇને તારી ખ્યાત. કાલાવાલા માનુ નહી, માનુ ન તારૂ માન;નીશ્ચે મારૂ તુજને, તારા સમ એ તાન. એક વાત તુ ઉગરે, મેલી મનનો મોડ; માને મુજ આગળ માનની. કહે સર્વે કરજોડ; કેટલા કંથ તેં ભોગવ્યા, કેટલા કર્યા તેં જાર; કેટલા રંગ રમાડીયા. કહે મેલી મન બાર, ૫૧ (ચોપાઇ) નારી કહે સાંભળરે નાહો, વિનતા જાણીને શું વાહો; તમો માનો લોકનું કહ્યું, ડહાપણ તમારૂ વહેતું ગયું. ચતુરાઇ તારી ચુકે પડી, અમ સાથે કેમ આવે અડી. બાળ તારી બુદ્ધિ પરપંચ, બાળ શાણપણાના સંચ ૪૭ બાળ હથીઆર સુરાનો સંગ, બાળ મુછ દાઢીને ઓશ. કિધું મે સહુ તારી તોલ શાણપણું તે કયા સાટીયું ડહાપણ કઇ જગે દાટીયું; દેખી ન શકે લાજ લોક; ફરે ફજેતી હાસુ કોક, રાહ ઘરમાં થાવા કારણે, ભંભેરયો આવ્યો બારણે; મારૂ કહેતો આવીયો, રળી વેર રૂડુ લાવીયો રજપુત કહે સાંભળરે રાંડ પાપણી તું કરે પાખંડ. તરૂણી લક્ષ કથન કરે તું. વણ મારે મૂકે નહી હું વિનતા સાચી બોલે વાણ, તો તો તુજને મૂકૂ હું જાણ માને સાચું તો સરવે માફ. પ્રકાશ કર તુ તારૂં પાપ; સાચુ જો માને આ દીશ, ઇશ્વર આણુ જો છેદુ શીશ જુવતી જાર કર્યા જેટલા, તનમનથી માનો તેટલાં; તો તો સ્ત્રીહત્યા નહી લઉ, પરીયા સાતનો કોલજ દેઉ, વણ મારે જો મૂકુ તને, મહાઇદ્રજી દંડે મને, તેથી લાખ પ્રતિજ્ઞા ભણી; સમજાવ્યાં સમજે સુંદરી હેતે જુવતી જોડયા હાથ, સ્તુતી કીધી સ્વામીને સાથ. કરતુ કર્યાં હોય એવાં કામ, તો વચમાં આણુ શ્રીરામ. કહોતો વચમાં આણુ ઇશ. કહો તો જાપ જપું જુગદીશ, કહોતો અગ્નિ ઝાલું હાથ સતી થઈ

શોજુ તમ સાથ. કાચે કુંભે આણું નીર, હથેળીમાં રાખુ ખીર, કાચે તાંતણે સજ બાંધીએ, સ્વામી કહો તે શીર સાંધીયે; કહો તેવી ધરૂ દ્રઢ ધીર, શીવને સમર્પું કહું શરીર કાચે તાંતણે કાડુ ઘડો, વણુવાંકે આ માટે વઢો, તાતે તેલથી વાટી બેઙ, કહો તેવી એધાણી દેઉ. ભરીયે પસલીક પાવક તણી, જેમ ધ્યાનમાં આણે ધણી, નાખો સમુદ્ર મધેથી તરૂ, એકે વાતે હું નહિ મરૂં. કહો તો ઝેર હળાહળ પીઉ, સાચી વાતે શાને બીહુ, હું સ્વપ્ને જાણું નહિ જાર, ખુવો તમે તમારો ભાર. ૫૭

( દોહરો ) રામ દુવાઇ રામો કહે, મળે ન એકે મેળ, માર્યા વણુ મુંકુ નહી, ખરો એ મારો ખેલ જુવતી કહે જખ મારશે, જુઠુ બોલે જેહ. મરતક કાપ્યરે માહરૂ, તને ગમે તો તેહ અધીક રીસથી કોપીઓ, રજપુતની એ રીત. બાંધી નારી બળ કરી, પરહરિ પોતે પ્રીત ઘર વચે એક થાંભલો, ચોવાધ બાંધ્યા ચરણ, કમરે બાંધી કામની, કર ઉચાથી કરણ. મેલુ રાત્રી આજની, કાલ્ય ઉગમતે દીશ, માને નહી જો માનની, સવારે છેદુ શીશ પલંગ પથરી પેઢીયો, પ્રીત તજીને પાસ, કટાર ગ્રહયો છે કર વીશે હેતે તજીને હાસ્ય, ઉંઘી ગયો અરીણીયો, મોકમ ગઇ મધરાત. એટલે એક કૌતક થયું, વાપ-રીત સરખી વાત. નારી જાતે પાપીણી, પાપીણી કરવા પાપ, સઇયર તેની સલક્ષણી, આવી આપોઆપ તે નારી તણી કુટણી, હાડી નીત હલાલ. સાટાં વીટાં સાચવે, માંહી ઘણેરો માલ. સરવે સાદે સ્વર કર્યો. એ હું છું ઉઘાડ, આવી તુજને તેડવા. જુગતે કરી જમાડ કળે કમાડ ઉઘાડીયાં, પ્રિતે બેઠી પાસ. બેસાડયો છે બારણે ઘણા હેતથી જાર. માન કરેરે તુ માનની, દાવાનળ છે દીલ. રામ રાઠોડ રીસાળવો છેદે મારૂં શીશ કોઇએ કાન ભંભેરીયા, આવ્યો કરતો કોપ માર દે છે

મુજને ધણો. બળા કરે છે લોપ પરવશ પડી હું પાપથી, ઉંચા બાંધ્યા હાથ, શી રીતે આવી શકુ, સ્નેહ કરવા તે સાથ. સઇવર પરીયા સાતનો કબુલ કર્યો છે કોલ, લાખ વસાં તે પાળવું, જે હું બોલી બોલ, કોલ બાળ તુંજ કામની, બાળ તાહરી રીત. પ્રભાતે પ્રાણપતી હરે, તો કયમ પરહુ પ્રીત. હવે માલ શો મુજમાં, હવે માહારી શી બુધ હવે આ શી શીરતણી નથી દેહ મુજ શુધ નારીને પાપીણી કહે તરૂણી એ શાં તાન સારી પેઠે લાગ્યો સુખીડ પ્રીતે ચાવો પાન આશા બંધો આવિયો, નીરાશ કેમ તે થાય; વાયદો કર્યો આવ્યો અમો. તે મીથ્યા કેમ થાય સઇવર શીખામણ શીખવું, કજે કેર એક કામ: જાઓ જરૂર જારી કરો, મુજ બાંધી આ ઠામ ઝાઝું શું જીભે કહું. બાંધી મુજ તુજ ઠાર; જય આવો વીરમ ઠને, તો તું સાચી નાર નારી છોડી પાપીણી પોતે બંધણી પેર, જારી કાજે જોખમાં, મધ પરનરને પેર, પહોર રાત રહી પાછલી, જાગ્યો જોર બળ જોધ; કામની જગાડી કંથડે, કરીને ઝાઝો ક્રોધ માન વાત-તુ માનણી; ગુણ તજીને ગર્વ; માર કરૂ મુકુ તુને વાંક ગુનો જે સરવ, બોલી નહિ તે બાપડી, સમજે નહી તે સાદ; રીસ ચઢી રાઠોડને ઉતારૂ તારો નાદ બોલાવી નથી બોલતી, વેદ કરે છે વાંક; કોપ કરીને કાપીશું, તે નારીનું નાક, પંચ અંગુલ પુરૂ ભરી. સોભાનું એ સાથ. માનની વાળો મુઠડી, હેતે આલો હાથ. ખાંતે ભરાણું ખાખડાં રૂધીર તણી ચઢ રેલ; શામાને મન શોક છે. ભળ્યો એ રીતે મેળ નાક હવડાં તો છેદીયું, સવારે છેદુ શીશ; જુવતી તું જાણે નહી રજપુતોની રીત અરીણ આરોગી ઉંઘીયો, જાણે પામ્યુ મર્ત, એટલે જાર વીણા રમી તરૂણી આવી તરત. બાર ઉઘાડયાં બળકો પાસે બેઠા પુર. અરસપરસ વાતો કરી નાની નીરખ્યું નુર. દાંચાનગ દુખમાં પડી,

સાડમો, તુજને આપે પ.પ ઉઠ અકરમી આ ઘડી લાખીણો એ લાગ
નાખ્ય છુટો નાર કહે. પછેણો પ્રાંદો પ્રીત રીત ન જાણે રાજવી
રઝળે હાડાં નિત્ય ઉઠયો અકરમી ઉંઘથી, ધસમસ કરતા ધીર નારી
સન્મુખ નાંખીયો. છાર એક નગન જરીર ચરીત્ર કરયું ત્યાં ચિતની
કટકટરે ચંડાળ નાક કાપ્યું નાવલા, ધણી મુખ દીધી ગાળ, કલ્પાંત
કરે તે કામની, બોલે અવળા વાંક નીચ નમેરા નાહોલા, છેદયું મારૂં
નાક, ગુણ્ ડીણા તું ધાંપળા. કયમ કીધો તેં કેર તારે મારે કયાં
અડયું, કીધાં જન્મનું વેર. રળી ખવરાવું રોટલા, વેચુ મારી જાત,
તેનો ગુણ જાણ્યો નહી વીપરીત કીધી વાત. હત્યારા હત્યા કરી છુવું નહી
આ દીસ. ભ્રાત તાત મારા કને, છેદાવું તુજ શીશ નવ જાણીશ
નવરશો મારે માથે જોર; નાક વાઢી તું જઇશ કયાં; ચંડાળ અકરમી
ચોર, હત્યારા હત્યા કરી, પાપી કીધું પાપ. કાપ કરી સ્વરૂપના અક-
ળવંતા આપ. ગામમાં નોતી ગોરડી મુજ સરખી મહારાજ, કરૂપ કરી
તેં મુજને, સુખ કરાવ્યું તાજ મનુષ્યને મુખ ન દાખવું જીભે હેઠ
દંત આ સે તારા છોકરા, કાળા મોંના કંચ માનની જોઇ મુરખે
માન્યું સરવ સચ; નાક દીઠું નારી તણું પુરણ આગળ પાંચ. રહે
રામા રોઇસ માં કરૂં હું તારૂં કામ; સાધેસાધો મેળવું નરપણીએ મુજ
નામ. ટેભા દીધા તરતીમશું મેળવ્યું લોહીમાં લોહી સેજ વાતે સાજુ
કરયું, કારણ ન જાણ્યું કાઇ. લાખીણી બાંધી લોબરી; જરૂરપણે
ત્યાં જાઓ કરૂ લડવા પ્રીતથી ખાંત ઘણાથી ખાંઓ, ખવડાવું સુંઠ
ટોપરાં, ખારેક અને ખજુર તું માનીતી માહરી, મુજને જાણ મજુર
પ્રાણથી વહાલી પ્રેમદા, તું જીવન મુજ જાગ્ય તું આધાર છે માહરી
પ્રીતે લાગો પાય, થયો વેચાણ વનિતા તણો ગુલામ ઘણેરે હેત,
ઘર ધરેણું તાહરૂં. તન મન ધન સમેત. એક વીજારી નાયણી પુરણ

કાખી પેર, હવે હકીકત સાંભળો, રાવ રાઠોડા પેર રાત રહી પછી પાછલી. ઘટી ત્રણ ઘડ ધાર. જાગ્યો રજપુત રાજવી, વીર વીરોધી વીર ખુંખારાને ઉઠિયો જળ પીધું જરૂર, અમલ આરોગ્યો એ સમે પ્રભાતે ઉગતે સુર. કરમાં લીધો કોરડો પટકાવ્યાં સે પાંચ મસ્તક છેદુ માનની, અખીકી કાખી આંચ ઠીક વાઢયે સમજી નહીં, માન્યું નહી તે મુજ કરયું ભોગવ તું તાહરૂ. તારી હત્યા તુજ. મરવાથી બીતો નથી, તે તો જાણજે સાચ. માનત તો મારત નહી. તો મુજને શું પાપ કરી રામા વદે. સાંભળ માંટી મુઢ, પાપી પાપીના જણ્યા, ગુણહીણા તું ગુઢ જુઠા જુઠાના છોકરા જુઠા જુઠાના જાર, જુઠા જુઠાના સોબતી, ગુણહીણાં ગમાર. નગુણા નગુણાના નરપતી, નગુણા નામ નીશંક, અવળા અવળાના સગતી અવળો આડે અંક, અધર્મી અહંકારી તું અધર્મ તણો તું રૂપ. ડહાપણના દંભીયા; ડહાપણ પડીયું કુપ. ભુંડા ભુંડણના ભુપતી ભુંડા કરે આ ઠાર કુડા કુડાના કોકરા, શું કહું વારંવાર જેની આંખે કમળો થયો. તે પીળુ પેખંત તું છે જાર જારી તણો. દીસ રાહુના દેખંત. રજપુત નહી તું રાંડવો. પ્રીછે ન પુન કે પેર લોક ભુડે ભંભેરાયો આવ્યો લડવા વેર કલ્પાંત મુકયરે કંથડા જખ મારે તું ફોક રખે તે સાચુ માનશે લાડકવાયા લોક, સજનને તો દુખ થશે થાશે વઇરીને વાણુ; તારેને મારા બાપને, એક હસવું એકં હાણુ સિતા સરખી ખું સાધવી. અબળાનો અવતાર મન્દોદરી સરખી માનની માને નહી ગુમાર; બાળી ભસ્મ તને કરૂં. જો તુજને દેઉ શ્રાપ શુ કરીયે પરણ્યો પતી, પ્રતક્ષ લાગે પાપ; પ્રભાકર પ્રભુ પ્રતક્ષ જે છે ઉભિયા ધણ. જો હોય બાપનો દિકરો તો તું છેદ મુજ શીશ રાણી જાયો રાજવી ધાવ્યો માનુ સ્થાન; બેટો હોય જો બાપનો તો નવ મુકીશ માન હથી હઠીલો બોલીયો માન ન મુરખ

માન નાક વાઢે સમજી નહિ હવે કેમને કાન ક્યાં ગયા તારા દેવતા ક્યાં ગયાં તારાં તાત ક્યા ગયા તારા રામજી છેદ્યું જ્યારે નાક વળી મારે મુંડું જીવતી તો બ્રહ્મહત્યા પાપ; સારી પેરે ઓળખ્યા; સતી તમારા શ્રાપ, માનની કહેરે મુરખા, કયમ માને તું આજ, જે તું કહે તો હું કરૂં કંથ તમારૂં કામ કહેતો દેખાડું પારખું માણે માટી મુંડ કાંઇ ન રાખીશ ઓરતો. ગુણકીના ગુણ ગુદ રાઠોડ કહે રાણી સુણો તારા હું માનું તાત સુર્યદેવ સાજુ કરે નારી તારૂં નાક મેં મારે હાથે હણ્યું, પુરણ આંગુળ પાંચ; ચતુરભુજ ચોટાડશે, સતી સતી તું સાચ અખીલ નાક જ્યંબા કરે. નહિ વિનતા તુજ વાંક તો તારા ચાકર અમો, એતો આડો આંક કાપો ન રહે કામની, પળક ન પામ પીડ તો મન માને માહરૂં સતી હોય તો સીધ તો સાચી જાણું તુને, સહુ વસા તુ સીત મોટમપણે મન્દોદરી માને મરૂ ચીત નારી કહેરે નાહોલા શીશ કાપે તો તરત; ચતુરભુજ ચોટાડશે મેળ ન પામુ મરત. હાય મારા રાખે હરી પ્રભુ રાખે મુજ પામ, જીવ રક્ષણ જગદીશ્વરી, નારાયણી રાખે નાક, નાક કાપ્યને માહરૂં, શીદ લગાડે વાર થી સુરજ સાજુ કરે નીશ્ચે તે નરબાર લવલવ કરે લેખા વની જીવ્યાની એક જામ નારી નાક સાજુ કરે પ્રીતે લાગુ પાવ એટલે અરૂણોદય થયો અધીક થયો ઉજેશ નારી ન્યાળી નાહોશે શામા ચણી સુવેશ ભરવાં રૂધીરે ખાખડા ભરયાં રૂધીરે વસ્ત્ર સાજુ નાક સુંદરી તણું પતીની પાસે સત્ય મારે હાથે મેં હણ્યુ સોંપ્યુ એને હાથ સુર્ય-દેવે સાજુ કર્યું સ્નેહ સતીને સાથ હવે સતીને છોડીએ નહિતર કોપે ઇશ જેમ નાક સાજુ કર્યું તેમ સાજુ થાય શીશ વિનતા વાલા વિષ્ણુજી વિનતા વાલા રામ શીશ સાતકુનું છેદીએ જેણે કીધું કામ પતિએ પ્રાર્થના કરી વાર સાત એક આઠકરજોડીને કરમરે પરઠે સ્તુતી

ચાક ધન્ય અવતાર ધણી કહે, ધન્ય શામા સતીપણું ધન્ય ધરણી મુજ ઘેર. ધન્ય માત તુજ તાતને. ધન્ય તારો અવતાર. ધન્ય ધન્ય જનુની તાહરી. ભાગ્ય તણો ભંડાર ધન્ય કુળ તારાં કર્મ, ધન્ય સતીની સીધતા ધન્ય તમારૂ ધર્મ; જખ મારી જેણે કહ્યું કામની તુજ કલંક જખ મારી મેં માનિયું ક્ષમા કરોજી વાંક; જો તુ ખીજે જે ધરે, પ્રલય પૃથ્વી થાય, સાચી સતી તું સુન્દરી; સાચા તુજ કૃત કાર હું તો જુડે ભાવટી જાણ્યો જુઠો જાર અધિક અકર્મી હું કરયો. જૂડાપણુનો ભાર વગર અપરાધે હું વઢ્યો; પરભાંખિયા તુજ પ્રાણ ચાડી ખાધી ચતુરા તણી, રૂદે ચઢાવી રીસ ઇશ્વર આણ જો તે તણું કો દિન છેદીશ શીશ હરી નાર હેતે થકી કરશો માં એ કામ પાપ ધોવાય આપણું રૂડુ કરશે રામ કંસુરજ સામી નાખીયે. પોતાને છંટાય. ધરમ અધરમને સત અસત્ય, તે બેળા તોળાય. બાંધી લીધો બાપડો લોહ સાંકળે બંધ સતીપણુ શોભાવીયું. એવો કીધો ધંધ ધર ધરેણું સોંપિયુ કરે નિત કલ્લોલ આભરણુ આપ્યાં અતિ ઘણાં શણગાર આપ્યાં સોળ કર જોડયા તે કંથડે બે વારણાં બહુવાર નારી ચરિત્ર લહ્યું તહી અપરંપાર અપાર વિદ્યા ભણે છે વિપ્રશુભ પુરાણ ભણે છે પાઠ સ્રી ચરિત્ર નથી જાણતા, ઠગ વિદ્યાના ઠાઠ. વણજ કરે છે વાણીયા લેખાં લાખ કરોડ સ્રી ચરિત્ર સમજે નહી કામની શું કરજોડ રાજા રાજ ઘણાં કરે જીતીવા દેશ વિદેશ સ્રી ચરીત્ર ભણ્યા નહી લક્ષણુથી લવલેશ પરધાન ચોકયા પાટવી વજીર ઘણા વિવેક સ્રી ચરિત્ર સમજે નહી નારી કેરા નેક નાવિ સહાદલ ડાહરા અવળા વાંચે એક જીતે ખધા જગતને, રાણી આગળ રાંક પટેલ પાટીદાર સહુ દેસાઇ ઘણુ હિસ લાખ રાંક આગળ સહુ રાંડવા શાસ પુરે છે શાખ સુરપુર ધક ધીર મહા સંગ્રામે શીરદાર સ્રી ચરિત્ર સમજે નહી ગોરી કર્યા ગમાર.

સુરાને કાયર કર્યા, પંડીતને કીધા મુઢ અજાણ કર્યા કંઇ જાણને પરાક્રમ કીધા પ્રૌઢ દાસ થયા ચક્રવતી તો રાંક નારી જોરાવર નર થકી એતો આડે આંક કવિયોને કીંકર કર્યા ગુણીજન કીધા ગુઢ કાજીને પાજી કરયા પ્રેમદા પરાક્રમ પ્રોઢ સઘ સુથારને સાળવી, વસવાઇયા વિવેક એ બિચારા શું લહે નારી કેરા નેક પોપટ કહે પ્રભાવતી જારી કરવા જાઓ વિજાર વિધા આવડે તો તો સુખીયાં થાઓ ષુષ્ધ નિધાન શુક બોહોતેરી, એક એકથી એક અી ચરિત્ર શોભા ઘણી નારી કેરા નેક. સાંભળ કહુજી કુળદિપ તું સાંભળ વાણ વંશ સાંભળ રૂખીકસ મનજીતણા અવતારિક છો અંશ સાંભળ કામ સલક્ષણા સાંભળ ઝવેર જશવંત એ વિનતાની ચાતુરી અતિશે વાત અનંત શ્રીગોડ માળવી વિપ્ર શુભ વેગનપુરમાં વાસ સુત શ્રી વીરેશ્વર તણો કહે કવી સામળદાસ.

---

# વારતા ૮ મી.

ચોપાઇ—શ્રી સારદાને નામું શીશ આરાધું ઉમીયાપતી ઇશ શ્રી ગણપતીને પુજુ પાય સફળ મનોરથ મનના થાય કહીયે વાત અધીકી આઠમી રશીક વચન સ્થીરતા ઠાઠની રામા ચાલી પડતે રાત વાક્ પોપટ બોલ્યો વાત આભણ અંગે સજ્યા છે સોળ મુખ માંહે ભરીયાં તંબોળ ; હાવભાવ કટાક્ષજ કરી સમીસાંજે સામા સંચરી પોપટને કીધો પ્રણામ કામની અંગે દીઠો કામ તેના મન ગમતું બોલીયો મનતણો પડદો ખોલીયો આજ શીખામણ દીજે અમો તરુણી જારી જાઓ તમો, હસી રમીને જમીને જાય કરી આવજો રૂડાં કાજ. જુવતી કહે હું ત્યાં જાઉ છું તારા સમ ખાતે ખાઉ છું પોપટ કહે પધારો પેર જોજો અમૃતમાં ન થાયે ઝેર સાચવજો કંઇ સંકટ પડે રખે આળ નવ માથે ચડે ચડયા કથંક ઉતરે નહિ કવી ક્યાંક ચડયાં.

ઉતરતાં નથી. (કોહરા) કહુળા કોળીની કામની, કીધું છે જેમ કામ; તેના જેવું આવડે ઠેઠ પહોચાડે ઠામ પગે પડી તે પ્રેમદા શુક સાંભળ મુજ બાત કોણ એવો કોળી હતો વિસ્તારી કહો વાત નામ કવણ નારી તણું રહેતો કોણજ ગામ વીજાર ત્રિયા કેવી કરી મમત વધારી ભામ શુક કહે સુણ સુંદરી કહુલા ઘેર કામ્ય રામપુરા મધ્યે રહે નૃસિંહ રાયને ધામ ત્રણ તલવાર બાંધે ઘણી કમર કસે કટાર તીક્ષ બાંધે ત્રિવિધે ભામનીનો ભરથાર મરદ મુછાળો મમત બહુ ભાસો રાખે હાથ સુરામાહે શીરોમણી સુરે સામદ સાથ હુંકારો કો નવ કરે લોપી ન શકે લાજ તાત ઉતારે તલવારથી મહીપતી માને બાપ પરબાગળ નવ નીસરે વાદ કરે નહી વેર જાણે જુડો બીજો છે કરે કહુલો કેર ધૃત લેવા ધરણી ગઇ હેતે વણીકને હાટ જગત લોક આવે તિહાં ચૌટા વચમાં હાટ ડાહ્યો શાહ એક શેઠીયો દુંદાળોશો દેહ ફરે ફુટડો ફુલતો નારી પ્રમટયો નેહ બોલતા ખાડ ગાલે પડે વળી ત્રવેડી પેટ લીસો ગોરો લાલચી સહુ કો કહે છે શેઠ ગરદન જાડી ગુણવંતો ટુંકા ટુંકા હાથ કાલુ કાલુ બોલતો સ્નેહ સર્વને સાથ કામાતુર થઇ કામની વીર-હનું વાગ્યું બાણ આશક થઇ તે ઉપરે પરવશ પડીયા પ્રાણ વણીકને વાયક કહ્યું મણેક મારે ધરત તે તોળી આપું તુને કહીને તેડયો તરત ગોખે પડોંચ્યો લાલચી પ્રીતે પરઠી ઘેર આવે જાય હરનીશ ધણા હેતથી ઘેર મન મીઠું માનની તણું પડયો ધ્રાસકો પેટ વિનતા પ્રત્યે બોલીયો સમજુ શાણો શેઠ ચિન્હ માં કર ચંતના વાત ન કર આ દીશ કદ.ચ કહુલો દેખશે તરત ભેદશે શીશ બાળ ધી તરૂણી તાહરૂં બાળ તાહરો લાભ ઉદરમાં કયમ ઘાલીએ આજ અવસથા આજ બીએ મારાં છોકરાં જીવ મારેથી જાઉં આજથકી નહી આપીએ, તે વાતે સમ ખાઉ, કપરોને વણી કાઢીસો કદુલો કડવોઝેર, એમાં લાભ શો લીજીએ, વિણ

સ્વારથનું વેર. વિનતા કહેરે વાણીઆ, જખ મારે છે એહ, સુખે જાવને આવજો, કરજો મુજશું સ્નેહ. કદાચ તું આવે નહી, સ્નેહ તોડે મુજ સાથ, કહું તે કદુબા કંથને, હૃદયે નાખ્યા હાથ. તે વેળા તેની ઘડી, તેજ પલક તે વાર, અજર નહી એ વાતમાં, શીશ તણો સંસ્કાર. કોઈક દહાડો દેખશે. જેહ લખ્યું તે થાય; મારી ન શકે મુજ આગળે. ચીતમાં રૂડું ચહાય. વશ કીધો તે વાણીઓ; જુવતીએ મેળવ્યો જોગ જાર કરે તે જોખમાં; ભામની સાથે ભોગ. જાણશે તારે મારશે, નારીને નવ દુભાય; ફાસર કરૂ હું જેટલો; તેટલું જોખમ થાય. વીચાર કરગો મન વાણીયે એના કોપ્યા પ્રસ; જ્યારે કદુબો દેખશે; તારે છેદશે શીશ એ વાતે સંદેહ નહી; ખાડુ નીકળશે ઘરત; મારે મુજને તો ખરો એ વેળાએ તરત. નહી આવું કહે નારને તારા મંદીર માંય; જીવતણું જોખમ થશે; તોલ ઘટે છે ત્યાંય. સેજા કહેરે શેઠ સુણ; ચીંતા મન નવ આણ; લોક પરિયા પચાસનો; વેદ વચન મુજ વાણ તારે થુંક પડે જેટલું તેટલું મારૂં લોહી; તુજ જીવે અમો જીવીએ; કારણ ન લહે કોઈ, કોલ દીધો તે કામની; લાખ હજારાં કોડ; નીરભય આવ્ય તું આ સમે; મંદીર મોડા મોડ એક સમે કઉતક થયું. કાઢયો વારે દીઠ; પશ્ચીત થઇ તે ગોરડી; પ્રેમદા કેરી પીઠ. કંથ આગળ કહે કામની. કરો અમારૂં કાજ; કોળાં કોઈક લઈ ગયું, આ આપડાં આજ જરૂર લાવો ઝાંખરાં, વચમાં કરવી વાડ. વળી કોળું કોઈ લઇ જશે; કરવી પડશે વાડ હવડાંને હવડાં જઇ; ઝાંખર લાવો આજ; રાંધી મેલ્યુ રોટલા. એક ઘડીમાં આવ. કોળાં જીવ બરોબરી; લઇ ગયો કો જન; વાડ કરશો વરણાગીયા; તારે મળશે અન. ઓસીયાળો થઇ સંચરયો ઝાંખર લેવા જાય; એટલે ચેલો વાણીયો; આવ્યો છે ઘરમાંહ. જાણ્યું વાર ઘણી થશે; અપો જારે એહ; વણીક

પરવારી વીધશે, તાન વધારી તેહ. નિશ્ચિંતપણે નિશ્ચેતથું. લાગી લેહેર લગન; વસ્ત્ર વિસરજન બેયનાં, થયાં નર નાર નગન. ઘર તેનું સંઘોળીયું; નહી અગોચર ઠામ, વિશ્રમ ઠેકાણે વાણીયે; કરીશું કુડ કામ. મળે મ્રગ જેમ કેસરી; મળે અજને જેમ ગજ, જાંબુક પિંડણ ભોગવે કહો કેમ જીવે રજ. માંસ સાચા મારરૂપનું સસલો ખાવા જાય; પંગો કેમ પરવત ચડે; અંતે ફુજેતી થાય. ગયો બાગોળે બીલાડો; દીઠાં ઝાંખરાં ઠેર; બાંધી લાગ્યો બારણે; ઘડી એકમાં ઘેર. કર્યાં કોઇએ એકઠાં; ઘણાં ઝાંખરા ઘેર; દેખે તે મુક નહી; જોતહું જેવું ચોર. દીઠો ડાહયે આવતે. દીઠે ઘરની નાર, વાણીએ ચાંઠયાં; વેળાં; મનમાં કર્યો વિચાર. થરથર ધ્રુજી સ્થિર રહ્યાં; વસ્ત્ર વિહારે ચળ; રામરામ મનમાં જપે. માથે આવ્યું મ્રત. બીખ્યાં મારાં છોકરાં બીખી ઘરની નાર; હાય હવે હું શું કરૂં. ચારી સો સંસ્કારી. લઘ કરે લલોપતા; વ્યાકુળ વ્યાકુળ થાય; કહે કૃતાંત સરીખડો; જોર કરી ક્યાં જાય. નશાડ કહાં નારી મુને; ઉમર કેમ આ દીસ; નવરાની નિશ્ચે કરૂં જીતું તો પુણ્ય ઘણ રામ રામ મનમાં રટે; મે શું કીધું કામ વઢાલો કો મારો નથી. રાખણહારો રામ. શિખામણ સહુને કહું; કો પરઘેર ન જાય; ડાણાની પેર થશે, ઘણા વાગશે ઘાવ. લઘુશંકા થઇ છુટકે; નેત્ર થયાં નિરાશ; એ ચાર્યો એ મારશે જીવ્યા તણી શી આશ. નિમેશ માગ ન નાસવા; રહેવાનો નહી રાષ; કુટે હાથ કપાળમાં જોેએ કીચો જોખ. ફટફટ ભુંડી પાપણી; સમ ખાતા શીદ રાંડ; હાથે મુને હણાવીયો; રંડાવી મુજ રાંડ. માંટી મારશે તાહરો; રૂદે ધરશે અતી રીસ; ભરજોબન તું ભામની, છેદે માહરૂં શીશ. પોપટ કહે પરભાવતી કરવા આવ્યો જાર; હવે વીજારી શી કરે; કેમ રહે બેઠા બાર આઇ બોલે બુદ્ધિથી; હો જડેતો જાય. સામા કેમ જાશે સતી;

પતી કયમ લાગે પાગ; સતી કેમ થાયે સુંદરી; કટુબો કરે કલોલ. એક વણીક કેમ ઉગરે; કેમ રહે એનો તોલ. કેમ પાયે લાગે પતી; કેમ વણીક વશ થાય કેમ સમ કોગી તણો; વચન ગોરી આ ગાય. કહું કામનીનું કેમ કરે; હેને જોડે હાથ; કેમ ડાબાશા ઉગરે; નમે કેમ સપતો સાથ. પરભાવતી કહે પોપટા; એતે કર્યાની રીત; ડાબાશાને દેખને; પુરષ કેમ વાધે પ્રીત. કાળી જાતને કળકળ્યો; કામનીના જોતે કામ; હાડ વેહેર હડે ચડયો; કેમ મુકે એ ગામ શુક કહે સુણ સુંદરી; રહો આજની રાત; સાચી તુજને શિખવું; એક વીજારી વાત. નહીં જાઉં નારી કહે. ઉતાર્યા શણગાર; વશ કીધો તેમ વાતથી ભામનીએ ભરથાર દીઠો ધણીને આવતી; નગ્ન હુતી તે નાર; હંભેડા લેતી નિસરી; બેઠી આવી બહાર નાચતી ને કુદતી; ઉંચા રાખી હાથ; નગ્ન કાયા નિશંકથી; બોલી સ્વામી સાથ અલ્યા કટુબા કોલચા તારૂં મુખ દેખાડ; કયાંથી લાગ્યો ઝાંખરાં; ભાંગી મારી વાડ ઘેલી કરી તુજ ગોરડી; લઇશ તારા પ્રાણ ઝાંખરાં લાવી જાણશો; વિપરીત બોલી વાણ ભાઈ તારા માના જણ્યા; પોઢયા છે જે પાંચ; પ્રભાતે પાશન કરૂં; અધીક દેખાડું આંચ; આંહી સુધી આવ્યો જીવતો પ્રેમદાને પ્રતાપ; હાડી દેરે દીવો કરે; સતી છે આપોઆપ જવાળા-મુખા મારીકા નવ ખંડે છે નામ જે લાવે મુજ ઝાંખરાં ફોડુ તેનો ઠામ; અળાય ધણી ને ઉછળે લેશ ધરે નહી લાજ તાળોટા કુટે તારૂણી; કરે કારમુ કાજ ઝંટીયાં ચુટે જલણી વસ્ત્ર વિહાણું અંગ, ચીસો નાંખે ચંતની; કરે રામા બહુ રંગ; ભામની દીઠી ભીલડે આતે શો ઉત્પાત; ખામુખી માળીકા; વિપરીત ભાશે વાત, પ્રદક્ષણા પોતે કરી; પ્રીતે લાગ્યો પાય; આત કહો તે કરૂં; જઇ કહો તે જાગ બાયોબે જો ભીલડા; જાંખરા જઇ નાંખ દેવટ વાણુ દેખતાં હજુ રહીશું

સાખ; સતી છે તારી સુંદરી, સેવક મારી જાણ; માટે મુકુ જીવતો નહીતર બેતી પ્રાણ વારૂ મારી દેવતા વારૂ મારી માત ક્ષમા વાંક મારો કરો કહોનો રહુ ત્યાં રાત વાડ કરી તું આવજે મનમાંહે ન ડરેશ જે દાડે દુબીધ નાસ્યે તે દહાડે તું મરેશ પાપે ભાગી પાછો ફરયો ભેઘ ઝાંખરાં શીશ વાડ દેરાં પાછળ કરી ભાગ્યો આખો દીશ વિનતાએ વસ્ત્ર પેરીઆં હશી જારની સાથ જો ચરીત્ર કેવું કરયું તાળી દીધી હાથ કાઢી મુકયો વણીજને નિર્ભય થઈ નિસંક કદુલો તો કીકર કરયો વાણીયો આડો અંક કરજોડી ઉભો રહે કદુલો અીનો કંથ જીવ્યો તુજ પ્રતાપથી પળત હું મોટે પંથ ખુબ કરી ખાતરજમા ખરી ચાલી છે ખ્યાત સતી પ્રતાપે જીવીયો નહીતર કાળી ખાત પુર બાંધુ પાયે નેમે કરે એના દરશન કદુલા કરી કામની તેને કાળી પરસન શુક કહે સુણ સુંદરી પ્રભાવતી શુભ પેર જો એવા પ્રાક્રમ કરો તો જાઓ જારને ઘેર એમ વીજારી આવડે જારી કરવા જાય નહિતર કરમાળા ધરી ગુણ ગોવીંદના ગાઓ તેહ દિવસ તો વહી ગયો વાણ વિવિધ વીલાસ આષ્ટ કથા પુરણ થઇ કહે કવી સામળદાસ શ્રોતા વકતા સમજતા કહુ કવિતા કરજોડ શામળભટ કહે બોલજો જય જય શ્રી રણછોડ ૮૭

---

# વારતા ૯ મી.

( દોહરો ) શ્રી ગણપતી ગરવો ધણો દિવ્ય દુંદાળો દેવ, ઉમીયા અંકથી ઉપન્યો, પ્રથમ કરે સહુ સેવ. દુંદાળો દુખ ભંજનો શિંદુર શોભીત સાર મુષક વહન ગણપતો, દેવ વડો દાતાર; નારી તે નવમે દીવસ; સજ્યા સોળ શણગાર નીસા સમે તે નીસરી,

જોવા કારણ જાર, ભણી મણી જાણી ઠણી ગણી ગુણી હીત હામ, જણી જણીની વારતા શુણિ શુણિ કરતી કામ ચાલ્યા ચતુરા ચમકતા ઝમ ઝમ વાજે નેર, ઘમ ઘમ વાજે ઘુઘરા, મદન તણી સમશેર. વાંકી વેણુ વાંસા તણી, ઉજવળ અંગ અનુપ; ગુણવંતી ગજ ગામીની શોભિત શુદ્ધ સ્વરૂપ, નિરક્ષણ કરતી નીસરી વિસરી નાકે નથ. મન માન્યું પર મંદીરે; વસો મનમથ, મદગળતી થઇ માનની જેમ અષાડો મેહ, સુગંધ તેલની વાસના, દીસો રૂડો દેહ, પોપટ કેરે પાંજરે, ચાલી ચતુરા ચેત જુવતી જુહાર જુગતે કરે, હેડે આણી હેત મંદીર જોજે માહરૂં અમો રમવા જઇ રાત; કપર કચ્છાથી આવશું પ્રહર ફુટે પ્રભાત, ભમે ભમેરે ભામ્યની. ભલાઇ કરો ભરપુર; સુખ સુરત સાગર તરી આવો ઉગમતે સુર મન માન્યું મારૂ હવે, જુગતે રમજો જાર જોખ કરો જઇ જામણી, સુખ સરજે સંસાર, વિનતા વહેલાં આવજો, તમ વિન સુનુ ધામ; ગુલાબરાવની ગોરડી, કરશું શુભ લેશે કામ. વૈદરભ દેશે વેવારીઓ, ગુલાબરાય ગુણ નિધ; ગુલાબ વહુ તેની ગોરડી, પરાક્રમ કરયું ;વીધ વીધ જારી કરવા તે ગઇ, નજરે દીઠો નાહો વિજાર વિધા એ શિખવું, ચતુરા ચિતમાં ચાહો પગ ખેંચી રહી પ્રેમદા; તું પોપટ મુજ ભાત. સુણ શિખવ ગુલાબનો; વિસ્તારી કહે વાત શણગાર ઉતારો સુંદરી; બીનાં પેરો વસ્ત્ર પરઠો પધઉપરે; ડહાપણ શીખો દઇ કહ્યું કરે તેવું કરયું ગુણવતી રહી ગેહ, શુક સંભળાવે વારતા; નારી પ્રગટ્યો નેહ. ૧૮ (ચોપાઇ) વડુ ગામ એક વૈદરભ દેશ સુરસંધ ત્યાં રાય નરેશ; વાસ વસે અઢારહ વરણ, હરિ કયા સુણે નીત કરણ, વણિજ તેક નગરમાં વસે, ધરમ મારગ ઉપર સહુ ધસે; નરભેરામ એક વિપ્રનો તન, મહા મનોહર મોટમ મન, મરત પામ્યો તો તેનો તાત. ચંદીરાક

ઘેર ધરડી માત; તેને તેહ કુંવારો પુત્ર, અહરનાવટ ચાલે ઘરસુત્ર. નાહકરો નર નીસંદેહ પીડ પ્રચંડ દેવાંશી દેહ; જાય નિત્ય ભીક્ષા કારણે. બળવંત અરથ તણે બારણે વોકી પાધને ચાવે પાન, રાગ રંગ કરે બહુ માન; એક નહી તેને ઉચાટ, નીત્ય નીક્ષાએ માગે હાટ સો દોકડા નીત પેદા કરે, અહરનિશ આનંદે ફરે, જોબનવતો દિસે દેહ, વિનતા તણો ધણી છે તેહ. એક દીવસ ભીક્ષાએ ગયો. ગ્રહસ્થ તણે ઘેર ઉભો રહ્યો; કલ્યાણ કલ્યાણ કહ્યું ઘડી એક, જેમ તે વિપ્ર તણો વિવેક. આપી ભીખ તે લઇને વળ્યો, પોતા કેરે પંથે પળ્યો, બીજો મંદીર જોવા રહ્યો, ત્યાંતો એક તમાસો થયો. જેચંદલાલ તણું ઘરસુત્ર ગુલાબરાયજી તેનો પુત્ર, લક્ષાધિશ કોટીધ્વજ કામ. મહાલક્ષ્મી વશે તે ઠામ. ગુલાબ વહુ તેની ઘરનાર, રૂપવંતી રંભા અવતાર, મહા મનોહર વે માનની, નહિ ભુતળ એની ભામની ચતુર વિદ્યા ચતુર ગેહરે. કમળ સરીખાં તેનાં નેન, સજ્યા શોળ અંગે સણગાર. અંબુજ મુક્તાફળના હાર. નખ શીખ સોભાવાળક માન પ્રગટ પદમની ગુણ નિધાન ચંપક વરણાં પેર્યા ચીર. શોભે ઉજ્વળ સરવ શરીર માનવની મોટમે પદવી મુખ્ય, તરતીબ ત્રિભોતમાને તુલ્ય બેઠીતી મોહન માળીએ, ઝાંખીને જોયું જાળીએ, મોતી તણો પરોવે હાર. રંભારૂપ અનોપમ સાર, નીચુ ન્યાળે પ્રથિર પાસ ઉચુ જોયું આકાશ આભમંડળથી નિસરે ચંદ; જોતાં તો ફાટયું આહ્લાદ; ભિક્ષુકનો ચમકારો થયો; દીઠી રામા ઉભો રહ્યો. જેવું હોય પુરણ પ્રતિ બિંબ. રૂપનિધાન રામા એ રંભ ધડ ધનુષથી છુટયો બાણ. વેંધ્યા તે પંડિતના પ્રાણ; લાગ્યાં બાણ કટાક્ષના ઘણાં; મન અંકુર ફુટયાં તે તણાં પડિયો વિપ્ર તે મુરછાપાત વિનતા તે જાણે નહી વાત. વે તો તેના ઘરમાં ગઇ વિપ્રને વધ તણી માંડી ગત થઇ. વિપ્રને વધ આવી

સહુ ભણે ગયા લોક તેના ઘર ભણે ડોશી પાસ પાડોશી આવ્યો તારો પુત્ર પ્રથ્વિપર પડ્યો; રોતાં કકળતાં ત્યાંહાં આવીયાં; ગોળીએ ઘાલી લાવીયાં કો કેહ એને આવ્યો તાવ; કો કહે અન્ન ઉપર નહી ભાવ; કો કહે ડાયકણ વળગી દુત કો કહે બારે વળગ્યું ભુત કો કહે વંસરને વશ હોય, કારણ કળી શકે નહી કોય કડી કાપડીને વરતીયા; ગણક ગારૂડી જે તરતીયા. જુવા બિલડાને ડાકલાં ચેટક ચીસો હઠ આકળા ઉતારયા અક્ષત ઉતાર; ઓસડ વેસડ અપરંપાર પ્રશ્ન કરાવી પ્રસ્નોતરી જોવરાવી તે જન્મોતરી; કારણ દુખ પામે છે તેહ; રાંડી રાંડનો ચેલો તેહ; ન ખાય અન્ન ન પીયે નીર, ખારણ તેનું ન રહે કાર; થાક્યા વૈદને થાક્યા જુરા; ઉપાય બતાવે જુજવા. નાડી માંહે ન મળે રોગ; જુઓ કરમ તણા સંજોગ. ઓસડ વેશડ શો ગુણ કરે; ચિત્ત તો તે ચિંતનીમાં ફરે. ૧૩

( દોહરા ) એક દીવસ એક માળણી, આવી મુકવા ફુલ, તે આગળ તે ડોશીએ, કહ્યું સુતનું મુળ કણુજ કાજ કુંવર ગયો, ચટક વળગ્યું ત્યાંહ નથી ખાતો પીતો નથી. પોઢયો મંદીર માંય. માળણને માતા કહે, જુવતી જોવા જાય, દીઠો નીસાસો નાંખતો ચતુરાં ચીતમાં ચાય. એકાંત તેને ઉઠાડીયો, ધારણ દીધી ધીર, આસનવાસનાં અધિકરી, માળણે પાયું નીર મહારાજ મુને સાચું કહો, જે મન ધારયું હોય. તારૂ દુખ તે મેં લહ્યું. અન્ય ન જાણે કોય. માનની કાંઇ મનમાં વશી; મારયું મોહનું બાણ, તેહ મળે તો જીવશો, નહિતર ખોશો પ્રાણ ગામ નામને ઠામ કહો, અકલ હોય તો આપ, તે જુવને નવ મેળવું બ્રહ્મહત્યાદીક પાપ, તુ સાચું બોલે નહિ જુવને પાપજ એહ અરસ પરસ નર નારીપે, નિરમળ કીધો નેહ તન ઠેકાણે આવીયું. ભાખી મનની વાત. પગે લાગ્યો પ્રીતથી, હેતે જોડયા હાથ વાત કહી વિગત.

તણી. અધ છતી જે પેર, હું તો બીક્ષા કારણે ગયો ગ્રહસ્થને ઘેર, દેવરૂપ દેવાંગના, દાખી દેવાંથી દેહ. સુણ તું માતા માલણી તેહ શું પ્રગટયો નેહ, મોહબાણ વાગ્યું મને; ન રહી ધારણધીર પ્રથ્વી ઉપર હું પડયો શીથલ થયું શરીર, પ્રતીગ્યા કીધી પાડમાં; જો એ જુવતી જોઉ. નહીતર અન્ન પાણી તજું; વણ મોતે કાયા ખોઉ એ વાત કો માળણ કહે સાંભળો, શુળી પામુ તરત, તેહ મળે તો જીવિયે. એવ તરફથી મરત આપું મેળ. તે તું બામની, રીજ થકી એક રાત; મંદીર તેડાવું માહરે જીવો મોજમાં ખરો દેખાડું ખેલ તારા સમ હું તુજને નિશ્ચે કરી પોચાડું પ્રભાત સમ ખાઇ સંતોખીયો બહુ વિધ દીધો બોલ, જમાડયો જુગને કરી, વધાર્યું તેનું તોલ. વીસ દીવસનો વાયદો; કર્યો કામનીએ કેણ, રૂપી રીઝયો રદીયા વિષે સુણી વનીતાની વેણ ગુલાબરાયની ઓરડી બેઠી ખુબ નિધાન; જઇ છાબ આમળ ધરી માનની દીધાંમાન ચોળી ગુથીતી ચોવિધે; ઓઢણી ગુંથી અમુલ્ય; સાડી ગુંથી શોભતી, સુગંધ જાયનાં ફુલ પછેડિ ગુંથી પુષ્પની પાથરણા કાજે પુર; ચરણીયો ગુંથ્યો ચોતની નારીમાં બહુ નુર. પુષ્પ ચરણાને ચોળીઓ; પુષ્પ ઓઢણી અંગ પુષ્પ તળાઇ ત્રીવિધે, રામા રીઝી રંગ. નીત્ય જાય ત્યાં માલણી લાવે લાવે એક: તન મન તુલ્ય તેનાં થયાં, ઠરાવ થયો એ ઠેક; માળણ કાંઇક માગ્ય તું હેતે લાવે છે હાર, એક વારે કયમ મુકીએ, તારે માથે બાર. માળણ કહે સુણ માનની; તારૂ નીર્મળ નામ. લેવા લાણુ આવી નથી; આવી કરવા કામ તારૂ દુખ છે ટાળવું તારા છે ઉચાટ; તારૂં સંકટ કાપવા આવી છું એ માટ કોટી લક્ષ વસી કહું; તારે પડવું નરક; જમ યાતના દેહલી. ઘણું તિવર એ ગરક; એ દુખ તારૂં ટાળવા; આવી છું એકાંત; પ્રતિગ્યા પોતે કરો; તો તો બાપુ બાંત

અચરજ પામી અતી ઘણું; પ્રીતે પ્રણમી પાવ; જાણી જમની જાતના કહેરે માળણ માય; પ્રતિજ્ઞા પાંચ પ્રકારની; કરાવી કરમની કેણ; વળતી વાત બ્રાહ્મણ તણી કહ્યાં વિસ્તારી વેણ. આવ્યો તારે બારણે દીઠ તમને દ્રષ્ટ; બાણ વાગ્યાં તુજ નેણના કાયામાં પામે કષ્ટ, કઇક ધીરજ નવ રહ્યું; કરી પ્રતિજ્ઞા વરત; જુવતિ મળે તો જીવાએ આવ્યું માથે મરત; તેહ વાત જાણી અમો; મરશે પંડિત રાય; તો ગુણવંતી તુજને માથે હત્યા થાય; સમ ખાઇ સંતોખીઓ, અધીકી દીધી આશ; ખબર કહેવાને કારણે; આવીયું તુજ પાસ. થોડામાં મહું ઘણું બહુ ઓજી ચતુર સુજાણ; જીવે તુને મળ્યા થકી. નહીંતર છાંડે પ્રાણ કરજોડી કહે કામની; જાણે મારો કંથ કાન માહ આળમાં કરે; ચતુર વિચારો ચંત. કારભાર જાતો રહે જાય જસરૂપી જોર; રૂપ રંગ જાતું રહે; જાય ટેકનો તોર માળણ કહે મહાદેવજી; રાખો રૂડી રીત; પરમ પુન્યને કારણે; કરો પંડીતશું પ્રીત. હું કહું તમે તેમ કરો; પ્રીત રીતની પેર; પીયરનું નામ લઇ પરવરો; ઘણા હેતથી ઘેર; સાસરેથી એમ કહી જજો; પીયર રહીશું રાત; પીતા ઘેર વાસો રહી આવીશું પ્રભાત. પીયરથી કહેજો જાઉ છું. હું મારે ઘેર માળણ કહે મુજ મંદીરે કરી આવો એ પેર; વીપ્રને કરીશું વાયદો રૂડા રાખી લાગ; કામ હામ ભેર કરી; નહી લાગે તુજ ડાઘ સવારે જાજો સાસરે; કોઇ ન જાણે વાત, સાસુ સસરો સાસરે પીઅર માતને તાત; એમ કહ્યું તે માલણી દઇ કાળાં માન. એટલું જો કહ્યું કરો; દીધું જીવતદાન. કરી વાયદો તે વળી હા કહેવરાવી હેત; વળતું ત્યાં શું નીપજ્યું ચતુરા ચીતમાં ચેત પુરણ વાયદો પુનમે; કાન્યની સાથે કીત; તેડી લાવો તે વીપ્રને; હોસ પોતાનો દીધ. ડાહી જાત જુવતી સહુ. માલણ તેમાં હદ કોઇથી કામ થાયે નહી; શોભાવે તે સદ; ચતુરાએ ચેતાવીઓ; સાથે

આવજો આજ; કલ્લોલથી કીડા કરો; બેસ ધરોમાં લાજ. ચારઘડી
રાતે ચેતજો લાવજો અમૃત અહાર; સુખસારમાં જીલજો; અપરંપાર
અપાર; પુરણ હરખ મન પ્રગટીયા ન^ચેવાન નીરમાણ માલણને મંદીર
ગઇ સાંજવેળા સુજાણ હાવભાવ કટાક્ષથી; હીંચે હીચોળા ખાટ; પાન ચાવે
દરપણ જુવે નીરખે વીપ્રની વાટ. પ્રેમદા જેવી પદમની; મોહન
રૂપ જોબનવતી જર જોરેથી, ભામ્યની ભાર ભુપ. તે સ્થાનક કઉતક
થયું; તેહ વીખાણું વાતઃ માનની ગઇ માલણ ઘેર; એક જામ ગઇ
રાત બ્રાહ્મણ ભીક્ષા કારણે ગયો હું તો કહી ઘાટ; એટલે પોતાની
નાતના વીપ્ર જતાતા વાટ કહી ભાઇ કયાં જાઓ છો; કોના લેવા
છે દાન. પુછે છે શું પંડીતા; રાજદ્વાર જે ઠાર; મહણ દીવસ છે આજનો
આપે સોનામોર ભણીગણીને ભાવથી; બલા બમેરા ભૂપ; મળી ત્યાં
ઠાઠી મેદની રૂડા રૂપા જે રૂપ લોભી વીપ્ર લોભે પડયો લોભે લક્ષણ
જાય; લોભે તે લેવા ગયો; ધનને કારણ ધાય; મોર આપે છે મહીપતી
આપવા માંડી અધ; વીસહજાર ત્યાં વીપ્ર છે; શોભા દીઠી સઘ આપ
નાર અકળાઇ ગયા; દીઠું રૂડે દન ત્યાંય અરૂણોદય સહુને આપશું;
ઘાલ્યા તાળા માંય; ડોશી કેરો દીકરો દેહેરા માંહે દીધ, માલણ ઘેર
રહી માન્યની; કામ તેણે શું કીધું સવાપોર નીશા ગઇ; વીનતા જુવે
છે વાટ; મુજ માટે મરતો હતો નાવ્યો તે શા માટ. માલણ આગળ
અનુતણી; કહી વીનતાએ વાત પુરૂષ વીના કયમ પરહરી; જાય થી રીતે
રાત ઉઠય ઉઠય આદર કરી; લાયક પુરૂષ કો લાવ; તે સાથ રજની રમું એક
ઘડીમાં લાવ મોકલી તેણે માનની લેઇને તેની કેડ તંબોળીને હાટથી
તરૂણ પુરૂષ તુ તેડ, વાંકો ને વરણાગીયો, ચંચળ ચાતુર ચેન, ભામ્ય
લાળી ભુપ સમો, રૂપમા અધીકી એન ચાલી ચતુરા ચમકતી,
તંબોળીની દુકાન પોતાને ઘેર પ્રેમદા. પતી તેનો બે પાન, તેણે તેને

નવ ઓળખ્યો ચાતુર દીઠો ચંત પુરૂષ સમીપે પરત્રી માળણ પ્રાટે પંથ બાહ ઝાલી બોલાવીયો. કરી પરાણે પ્રાત; મંદીર આજ તું માહરે રમવા રૂડી રાત. જનમ સંબંધ નેહ નથી, નહી શુણી હોય કાન; તે ભોગવવું ભામ્યની મન સાથે તે માન પુરૂષ કહે સુણ પ્રેમદા, અમો સાહુકાર સુજાણ; કપટ કરે કદાચ તું તો તો પરહે પ્રાણ જાણે પીતા જો માહરો જાણે નગરનો રાય; તો તો જાન જર જોબને, હાણ્ય હસારત થાય કોઇ દીધો તે કામનો, સમધા ખાધા સુમ; વચન વનીતાએ આપીઉં. કહો માને નહીકેમ. (ચોપાઇ)માળ-ણના મંદીરમાં ખાટ વીનતા બેઠી જુવે વાટ; કાઇ પુરૂષ આવે જો આંહે મોજ કરૂં હું મંદીર માહે એમ વીચાર કરે જેટલે તેહ પુરૂષ આવ્યો તેટલે માળણ તો ઓળખતી નથી તેનો સ્વામી લાવો સર-વથી જે જો કરમતણી એ રતી પરસાટે આવ્યો નીજપતી દીપક જોત છે ઝાકઝમાળ; ભલા તીલક શોભે છે ભાળ રંગ તણો ચઢ્યો છે રોળ; શણગાર અંગે સજ્યા છે સોળ; મુખ બહોળાં તાતાં તંબોળ છુટા કંદપ કેશ કપોળ માનનીનો માંઠી મેડે ચઢયો. અચાનક આવી સેજે અડયો; કુસમતણી સજ્યા પાથરી ભોજન મુક્યાં થાળજ ભરી કસ્તુરીનો કીધો છે લેપ બેક બરાસ ચોપડયા ચેપ; પુષ્પ ચોળી પેહેરી છે અંગ રાખી સાહેલી નહી કો સંગ ·૧૨૧ ( દોહરો ) પોપટ કહે પરભાવતી કામ્યની કેરો કંથ જુવતી જાર કરવા ગઇ ચતુર વીચારો ચંત આમા લાજ કયમ રાખશે; કયમ પતી લાગશે પાય; કયમ સતી થાશે ખરી; જાણો તો કહો જાય કરતાં વો સહુને સેહેલ છે; ભોગવતાં માહુ મરત જાણો તો મુજને કહો મળ બતાવો તરત શુક પ્રત્યે કહે સુંદરી એનો વાત અજાણ; ઉતર એનો નહી જડે; પ્રેમદા બોરી પ્રાણ મધરાતે માળણ મહે થીદ આવીતી

રંક બાજ ગમાવે લક્ષધા; દેશ ઝાઝો દંડ પક્ષી કહે સુણ પ્રેમદા
જુવો વીજારી જાત વિજારી વિદ્યા હું શીખવું; રહો આજની રાત
કોલ કીધો તે કામની ઉતાર્યા શણગાર .થી વિદ્યાએ ઉગરી. રહયો
કેમ એનો બાર મેડે ચઢયો તે મલપતો કામનીએ દીઠો કંથ. આવતો
ઓળખ્યો ઘરધણી; ચતુરા ચેતી ચત પડયો ધાસ્કો પેટમાં ઓલાછ
ગઇ તે આપ હવે મુખ કયમ દાખવું; કેવો દઉ જવાબ ઘુંઘટ
વાળીયો ગોરડી નીચા ઢાળીયાં નેણ તે આપ સોડ તાણી તીહાં વદન
ન બોલે વેણ સ્વામી બેઠો સેજ પર કરગરે આણી કોડ શામારી
નથી બોલતાં જુવતી મારી જોડ માગો મુજ પાસે માન્યની વશ્ત્ર
પરેણું ગરથ તુમો આ રજની રંગમાં સુખમાં થાઓ સમરથ તેડા-
વશું દાડી તને ભોગવશુ શુભ ભોગ લાડ લડાવુ લક્ષધા શુભ મળયો
સંજોગ તાણ્યું વસ્ત્ર તે નરે સુતો પાસે સેજ; કાલાવાલા કરી કરગરે
હેડે આણી હેજ પાન ચાવોરે પદમની; દેખાડો મુજ મુખ માગો ગમે
તે મુજ કને બાઝુ તારી શુભ રામા આવી રંગમાં રોસ કરી બહુ
રીસ ઉઠી અતી આક્રંદથી ભમર ચઢાવ્યું શીશ મારયો તમાચો
મુખપરે ઘણી મુખે દેતી ગાળ શાબાશ પુત્ર શાહુકારના આવ્યા
કરવા આળ દીન દીન તમને પુછતી; કયાં રહો છો રાત, મુજ
આગળ મુકરી જતાં વીપરીત કહેતા વાત આજ પારખુ તાહરૂં;
જોવા કારણ કીધ આવી હું માળણ ઘરે કેડ તમારી લીધ કપટ
કરીને તેડીયા ભાવી પહોંચ્યા તરત આપઘાત તો હું માથે મારું મરત.
સસરા સાસુ આગળે વીસ્તારી કહું વાત પુછો તમારા પુત્રને,
કિહાં રહયા તા રાત કહું મારા માબાપને કહું હાકયમ હજુર;
આ રીત કેમ વેઠાયે ન રહે મુજમાં નુર. કહું નાત સમસ્તને
કહું સહોદર સાથ એમાં અજર કરૂં નહી આવ્યો છો મુજ
હાથ બીનો તે તો બાપડો દાડી પોતાની નાર એવું અચરજ

અતી ઘણું; તેહ ઘરે વેવાર, એ નારી નીશ્ચે કહે જાણુરી માતને
તાત દંડે દીવાન બહુ દોકડા વીપરીત થાયે વાત નાત બહાર કાઢે
સદી માબાપ કહાડે બહાર વેવાર ઘટે વેપારમાં ન થાય વણજ
વેપાર વાંક નથી વીનતા તણો વડો છે મારો વાંક મુજ અપરાધ ક્ષમા
કરો હું ખું તારો રાંક કર જોડયા તે કથડે પ્રીતે લાગ્યો પાય સતી
શીરોમણી સાધ તું જે જોઇએ તે માગ જાજા હોડે કલંક કુળ તુજ
વીના કુણરાખે વેરાર જખમારી મે લક્ષ્મ તારાં હું અન્ય આકાર બહા
બાપની દાકરી ક્ષમા કરો મુજ વાંકડું અનર્થયો મરકૂથી તે તો આડે
આંક બ્યાજ થકી એવું કર બ્રહ્મહત્યાદીક પાપ બેઊ મસ્તક મુકીયે
માન્યની કરજો માફ હું અપરાધી તાહરો હું તો ગુનેગાર તું કુકૂટ
થીર માહરે નીમળ કુળની નાર પ્રીત ઘણેથી પ્રણમીયો રીઝવી રામા
રંગ શાભે સ્વામીને સુંદરી શોભીત કાંધો સંગ ખાનપાન ભોજન વિવિધ
કર્યું પોને પ્રકાશ પ્રાતઃકાલે પરવર્યા હાટે બેસી વાસ કંચને તો
કીધર કર્યા જેમ મુક્ષ ખરીદા દામ વિદ્યા એહ વીજારીની આવડે તો
કર આજ નહીતર નરતું દેખશો લાખેણી ખોશો લાજ શુક કહે સુણ
સુંદરી વિદયા વિવેકના વાત કરયો ઓશીયાળો કંચને રંગ રમી ત્યાં
રાત ૧૬૯ વાસણ વંશે અંશપત કરુણી કુળ જશ જીત રખીયલ
સુત સુણ રાજવી પુન્ય પદારથ પ્રીત એહ કથા શુક બોતેરી અખીલ
વિદ્યા એ પેર શામળભટ કહે સાંભળો જશવંત નર ઝવેર શ્રીગોક
ળગત્રી વિપ્ર શુભ વેગનપુરમાં વાસ પીતાં પુરૂષોતમતણો કહે કવી
શામળદાસ સુત શ્રી વીરેશ્વર તણો નાનાભટનો શીશ ઉપાસક
અંબાતણો અહરનીશ પુજે પદ્મ શુભ રસનાએ સારદા કવી કહે છે કર
જોડ શામળભટ કહે બોલજો જય જય શ્રી રણછોડ નવ કથા નોતમ
વાણી, વાણી વેદ વીલાસ; પીતા પુરૂષોતમ તણો કહે કવી શામળદાસ.

સમાપ્ત.

## તૈયાર છે. ✠ તૈયાર છે.



---


છપાવી પ્રસિદ્ધ કર્તા:-કાગઝી મહમુદ એન્ડ મહમદભાઇ.

ટાવરરોડ, અલાયાની વાડી સામે-સુરત.

શ્રી અનાવિલ બંધુ પ્રી. પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું

બરાનપુરી ભાગળ-સુરત.